બીજી આવૃત્તિ • પ્રત ૫૦૦
નવેમ્બર • ૧૯૪૦



કિમ્મત ચાર આના

મુદ્રક • ચિમનલાલ કિ. પટેલ • દેશબન્ધુ પ્રિન્ટિંગ પ્રેસ • આણંદ
પ્રકાશક • મૂળજીભાઈ ત્રિ. તલાટી • શ્રીઅરવિંદ કાર્યાલય • આણંદ

# અનુક્રમણિકા







# સાધકોનું પાથેય



| | | |
|---|---|---|
| ૧ | પૂર્ણયોગનો કર્મયોગ ... ... ... | * |
| ૨ | પૂર્ણયોગનો જ્ઞાનયોગ ... ... ... | ૨–૮–૦ |
| ૩ | પૂર્ણયોગનો ભક્તિયોગ ... ... ... | ૧–૦–૦ |
| ૪ | પૂર્ણયોગનો આત્મસિદ્ધિયોગ ... ... | * |
| ૫ | પૂર્ણયોગનો વિજ્ઞાનયોગ ... ... | ૨–૮–૦ |
| ૬ | મા ... ... ... ... ... ... | ૦–૮–૦ |
| ૭ | યોગ પર દીપ્તિઓ ... ... ... | ૦-૧૦-૦ |
| ૮ | યોગ સાધનાના પાયા ... ... ... | ૧–૨–૦ |
| ૯ | યૌગિક સાધન ... ... ... ... | ૦–૮–૦ |
| ૧૦ | સૂત્રાવલી ... ... ... ... ... | ૦–૪–૦ |
| ૧૧ | ગીતા નિષ્કર્ષ ... ... ... ... | * |
| ૧૨ | શ્રીમાતાજી સાથે વાર્તાલાપ ... ... | ૨–૦–૦ |
| ૧૩ | Life Divine (બે ભાગ) ... ... | ૨૨–૦–૦ |
| ૧૪ | Words of the Mother ... | ૨–૦–૦ |
| ૧૫ | Sri Aurobindo & the new age | ૧–૪–૦ |



શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

# બે બોલ

**આ** સૂત્રાવલીમાં એકત્ર કરેલાં સૂત્રો પુરાતન સત્યને નવીન સ્વરૂપમાં રજૂ કરે છે. આવિર્ભાવ પામવાને મથવું એ સત્યનો એક અનિવાર્ય ગુણ છે. વાચા, વર્તન, વગેરે દ્વારા તે પ્રકટ થવા પ્રયત્ન કરે છે. હવે, વાચાદ્વારા જે સત્ય પ્રકટ થાય છે તેમાં પણ અનેક પ્રકારો હોય છે; પરંતુ બે પ્રકાર મુખ્ય જણાય છે. ૧. સત્યનો અંશ જેમાં સમાયલો છે તેવું, વિચારોને વિસ્તૃત સ્વરૂપમાં રજૂ કરનારૂં, સુલભ, લોકપ્રિય થાય એવા આકર્ષક સ્વરૂપવાળું લખાણ. ૨. સત્યને ઠાંસી ઠાંસીને પોતાનામાં ભરનાર, સંક્ષિપ્ત, દુર્બોધ્ય, થોડા લોકોને આકર્ષક લાગે એવું લખાણ. ઉચ્ચ પ્રકારની પ્રતિભાશાળી કવિતા, મંત્ર તથા સૂત્રોનો બીજા પ્રકારના લખાણમાં સમાવેશ થાય છે. "સૂત્ર" એટલે વ્યાકરણનાં પાણિની-સૂત્રો છે તેવાં નહિ પરંતુ આ ઠેકાણે "સૂત્ર" એટલે "સંક્ષિપ્ત સ્વરૂપમાં, ઘન સ્વરૂપમાં સત્યને દર્શાવનાર વાક્ય-પરંપરા" એવો અર્થ કરવાનો છે.| તેમાં વિરોધાભાસ, શ્લેષ વગેરે અલંકારો, અવનવી વ્યાખ્યાઓ, પરિચિત પદાર્થમાં રહેલી અપરિચિતતાનું દર્શન વગેરે કરાવવામાં આવે છે. ઉપર આપણે જે ભેદ દર્શાવ્યો તેને

અહીં વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં, **પ્રથમ** પ્રકારની કૃતિઓ શેમાંથી ઉત્પન્ન થાય છે ? વિચાર કરતાં જણાશે કે એમની ઉત્પત્તિ કલ્પના, વિવેક, નિર્ણય, બુદ્ધિ વગેરે માનસિક શક્તિઓમાંથી થાય છે. જ્યારે પ્રતિભાશાળી કવિતા, મંત્ર અથવા તો સૂત્રનો જન્મ એ શક્તિઓમાંથી થતો નથી. જે શક્તિમાંથી એ ત્રણેનો જન્મ થાય છે તેને આપણે **સ્મૃતિ**, **શ્રુતિ** તથા **દૃષ્ટિ** કહીશું.

એ ત્રણે નામો બીજા અર્થમાં પ્રચાર પામેલાં હોવાથી અહીં તેમનો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર છે.

**સ્મૃતિ** એટલે બુદ્ધિથી પર રહેલી ચૈતન્યની જ્ઞાનશક્તિ, સ્વયંભૂ સત્ય, સ્વપ્રેરિત સૂચના, સહજજ્ઞાન, આત્મસિદ્ધ વિવેક વગેરે **સ્મૃતિ**માં હોય છે. **સ્મૃતિ**ને "સહજજ્ઞાન," "અંતરજ્ઞાન," "સ્ફુરણજ્ઞાન" પણ કહી શકાય. એને **સ્મૃતિ** કહેવામાં આવે છે કારણકે મનથી પર રહેલા સત્યના ભંડારમાંથી મનની ભૂમિકામાં જ્યારે સત્યનું અવતરણ થાય છે ત્યારે જાણે પોતાના મૂળ સ્વરૂપની "સ્મૃતિ" જાગૃત થતી હોય એવા ભાન સાથે તે જ્ઞાન મળે છે.

"સ્મૃતિ" વગેરે શક્તિઓના કાર્યને બુદ્ધિના કાર્ય સાથે સરખાવવાથી એમની સમજૂતી વધારે સ્પષ્ટ થશે. બુદ્ધિ માનસિક શક્તિ હોઇ કાર્ય-કારણના સંબંધ ઉપર આધાર રાખી કાર્ય કરે છે. "કારણકે" "તેટલા માટે" વગેરે ઉપાય બુદ્ધિ યોજે છે. સ્મૃતિ કાર્ય કારણની સંકલના ઉપર આધાર રાખતી નથી સ્વયંભૂ સત્ય સાથે જ સ્મૃતિ જન્મે છે, યા તો તેનો નિર્ણય બુદ્ધિની ઉપરથી પડે છે. બુદ્ધિ જે નિર્ણય કરે છે તેના સત્ય વિષે તેને હમેશાં શંકા રહ્યા કરે છે: સ્મૃતિના નિર્ણયો અડગ શ્રદ્ધા સાથે

જન્મે છે. સ્મૃતિદ્વારા જે જ્ઞાન આવે છે તે બુદ્ધિને સંતોષે છે છતાં પોતે બુદ્ધિથી પર હોય છે. પ્રત્યક્ષ વ્યવહારની પરીક્ષામાં "સ્મૃતિ" હમેશાં ખરી પડે છે, જ્યારે બુદ્ધિ ખોટી પડવાનો સંભવ હોય છે. "સ્મૃતિ" ખરી છે તેની ખાત્રી પણ તેની સાથે સાથેજ જન્મે છે. તેમાં જ્ઞાન, શક્તિ, જ્યોતિ વગેરે પણ હોય છે.

હવે એ શક્તિ ક્યારે કાર્ય શરૂ કરે છે એ પ્રશ્ન થવાનો સંભવ છે. સત્યની શોધ કરતાં કરતાં પરમ સત્ય બુદ્ધિવડે અપ્રાપ્ય છે એની પ્રતીતિ સાધકને થાય છે ત્યારે બુદ્ધિને શાંત–નિસ્પંદ કરવાનો પ્રયત્ન કરીને સ્વયંભૂ સત્યનો ચૈતન્યમાં સાક્ષાત્કાર કરવાને સાધક મથે છે. તે વખતે સ્મૃતિનું કાર્ય શરૂ થાય છે. ધારો કે એક પ્રશ્ન ઉકેલવાને માણસ મથે છે પરંતુ તેનો ઉકેલ આવતો નથી. એ વિચાર મનમાંથી તદ્દન દૂર કરી શાંત નિષ્ક્રિયતાપૂર્વક વાટ જોવાથી આપોઆપ–ઓચિંતો–તેનો ઉકેલ આવી જાય છે! સ્મૃતિમાંથી જન્મતી સૂચનાને તે આભારી હોય છે. જ્યારે એ શક્તિનો વિકાસ થાય છે ત્યારે પ્રશ્ન વિના પણ આપોઆપ જ્ઞાનનો પ્રવાહ સતત ઉપરથી નીચે આવતો અનુભવાય છે.

૨. 'શ્રુતિ'ને આપણે 'પ્રેરણા' કહી શકીએ. એ શક્તિ લાગણીપ્રધાન સ્વભાવવાળા યા તો કર્મવીર માણસમાં આગળ પડતી જણાય છે. કવિઓ એ શક્તિવડે પણ કવિતા કરે છે. મન, પ્રાણ વગેરે કરણોને શાંત કરી નાખી અંતરથી પ્રભુને સાદ કરી પોતાની મુશ્કેલી તેની આગળ રજૂ કરતાં કેટલીક વાર અંતરમાંથી અવાજ સંભળાય છે; અન્ય કોઇ વ્યક્તિ આપણને કહેતી હોય એમ લાગે છે, અને તે સાદ કેટલીક વાર સ્પષ્ટ શબ્દોમાં

વ્યવસ્થિતપણે ગોઠવાયલો હોય છે. "મંત્ર" મોટે ભાગે આ શક્તિમાંથી જન્મે છે. અનંત મૌનમાંથી આંદોલન કરતો દિવ્ય સાદ માનવના ચૈતન્યમાં આવી પડે છે તેને આપણે "મંત્ર" કહી શકીએ. માનવને દોરતો દિવ્ય સાદ—આંતરધ્વનિ—તે જ "શ્રુતિ".

જગતમાં જે પેગમ્બરો પ્રભુના ખાસ સંદેશા મેળવવાનો દાવો કરી ગયા છે તેમને પણ આ "શ્રુતિ"ની શક્તિવડે જ સંદેશા મળતા.

૩. "દૃષ્ટિ" એ પણ ઉપર જણાવેલી શક્તિના જેવી એક શક્તિ છે. જેમ સ્થૂલ દૃષ્ટિવડે પદાર્થનું સ્વરૂપ પ્રત્યક્ષ દેખાય છે તેમ સૂક્ષ્મ દૃષ્ટિવડે સત્ય, શક્તિ, નિર્ણય વગેરે પણ પ્રત્યક્ષ જોઈ શકાય છે. એ સૂક્ષ્મ દૃષ્ટિવડે સત્યનું તેનાં વિધવિધ સ્વરૂપોનું, વિશ્વમાં અથવા તો આપણામાં કાર્ય કરતાં વિધવિધ બળોનું, નજીકમાં બનનાર બનાવનું દર્શન કરી શકાય છે. વેદકાળના ઋષિઓ એ પ્રમાણે સત્યને જોઈ શકતા માટે તેઓ "દૃષ્ટા" કહેવાતા.

સ્મૃતિ, શ્રુતિ અને દૃષ્ટિ એ ત્રણે શક્તિઓ શરૂઆતમાં અસ્ખલિતપણે ભાગ્યે જ કાર્ય કરે છે. મનની ભૂમિકામાં આવી પડતાં જ તેમાં મનના અજ્ઞાનનું, પોતાના જૂના વિચારોનું, પોતાની પસંદગીઓનું વગેરેનું મિશ્રણ થઈ તેનું અસલ સ્વરૂપ વિકૃત થઈ જવાનો પૂરેપૂરો સંભવ હોય છે. તેમનું અસ્ખલિત કાર્ય થવા માટે સાધકનો આધાર ઘણો શુદ્ધ થવો જોઈએ; નહિ તો પોતાની કામના, વાસનાને પણ સાધક સ્મૃતિ, શ્રુતિ, તરીકે સ્વીકારવાની ભૂલ કરી બેસે છે. સ્મૃતિજન્ય વિવેકશક્તિ ખીલે છે ત્યારે એવી ભૂલ આપોઆપ દૂર થઈ જાય છે. પરમ સત્ય સિવાય બીજે કોઈ પણ વિરામસ્થાને નહિ અટકવાની દૃઢ પ્રતિજ્ઞા, તેને પ્રાપ્ત

કરવા માટે સર્વસ્વ સમર્પણ કરી શકે એવી સહૃદયતા, પોતાની જાતને જરા પણ પંપાળે નહિ એવી ક્રૂર, નિષ્પક્ષપાત, કઠોર આત્મપરીક્ષા જેનામાં હોય તે એવી ભૂલોથી સહેલાઇથી બચી શકે.

ઉપર જે લખાણ કર્યું છે તે ઉપરથી વાંચનારને જણાશે જ કે "સૂત્રો"ને વાર્તાનાં પુસ્તક પેઠે વાંચી જવાં જોઇએ નહિ. તેમ કરવામાં લાભ નથી. "સૂત્રો" સંક્ષિપ્ત હોય છે. વિસ્તારનો તેમનામાં અભાવ હોય છે. એટલે મનને સત્યની અનંત સૂચના કરીને તેઓ દરેક વાંચનારને વિચાર કરવા માટે છૂટો મૂકી દે છે. ઉપનિષદ્, વેદ વગેરે પણ એવી કૂટ, સંક્ષિપ્ત શૈલીમાં લખાયલાં હોવાથી ઝપાટાબંધ વાંચી જવાનાં નથી. વાંચનારે પોતાની અંદર એ સૂત્રોનો બની શકે તેટલો મનોમય સાક્ષાત્કાર કરવાનો હોય છે. વળી જેઓ સહૃદય હશે તેઓ કેવળ મનમાં જ નહિ પરંતુ સમગ્ર જીવનમાં પણ તેમનો સાક્ષાત્કાર કરવા મથશે.

ગુલાબનાં અસંખ્ય ફૂલોનો સાર અત્તરમાં આવી જાય છે; ઔષધિના અસરકારક તત્ત્વનો સમાવેશ તેના નિષ્કર્ષમાં થઇ જાય છે; સર્વ પ્રકારની દોલતને સુવર્ણના ગોળામાં એકઠી કરી શકાય છે—તે જ પ્રમાણે બુદ્ધિના જ્ઞાનના અનંત વિસ્તારને સૂત્ર, મંત્ર અથવા પ્રતિભાશાળી કવિતામાં સમાવી શકાય છે.

સૂત્રાવલી એક વાર વાંચી જવાથી તેનો ઉપયોગ પૂરો થશે નહિ. ફરી ફરીને વાંચવાથી બુદ્ધિમાં તેનાં અવનવાં સ્વરૂપો નવા-નવા ઉન્મેષો, ઢંકાઇ રહેલી સત્યની ખાણો, સત્યના અજ્ઞાત પ્રદેશો —દરેક સહૃદય વાંચનાર આગળ ખુલ્લા થયા કરશે એવી આશા છે.

**અંબાલાલ પુરાણી**

# કર્મસૂત્રો યાને કર્મકારિકા

તારા પ્રત્યેક કર્મમાં ત્રણ તત્ત્વો આવશ્યક છે. ૧ ઈશ્વર, ૨ કર્તા, ૩ કરણ. પોતાના અંતરમાં એ ત્રણેની સત્ય વ્યાખ્યા કરવી તથા એ દરેકના સત્ય સ્વરૂપને પોતાનામાં પ્રાપ્ત કરવું એ જ કર્મનું રહસ્ય: એ જ કર્મયોગના આનંદનું રહસ્ય.

## ૧. કરણભાવ

પ્રથમ, પ્રભુનું કરણ–હથિયાર થતાં શીખ; અંતરમાં ઈશ્વરનો સ્વીકાર કરતાં શીખ. કરણ એટલે તારૂં બાહ્ય સ્વરૂપ; જેને તું "મારી જાત" કહે છે તે. એ તો એક મનોમય બીબું છે, તપસ્-શક્તિની કમાન છે, યાંત્રિક રૂપ માત્ર છે. કેવળ સ્થૂલ સ્વરૂપમાં, તે માત્ર જીવતું યંત્ર છે. એ બાહ્ય સ્વરૂપને રખે કર્તા કે ઈશ્વર તરીકે સ્વીકારતો! તે કદાપિ કર્તા કે ઈશ્વર થઈ શકે જ નહિ. માટે, સૌથી પ્રથમ તારી જાતને પ્રભુના કરણ તરીકે સ્વીકાર અને તે પણ નમ્રતાથી, છતાં સગૌરવપણે, ભક્તિપૂર્વક, શરણાગત ભાવે તથા આનંદની ઉલટભેર.



ઈશ્વરના પરિપૂર્ણ કરણ થવામાં જે ગૌરવ તથા જે યશ છે તેના કરતાં વધારે ગૌરવ—તેનાથી મહાન યશ જીવનમાં બીજો કયો છે?

★

કરણ થયા પછી સૌથી પ્રથમ સર્વ ભાવે—સંપૂર્ણપણે આજ્ઞા-પાલન કરતાં શીખ. ઘા ક્યાં કરવા એ કાંઈ તલવાર નક્કી કરતી નથી; "મારે ક્યાં જવું?" એવો પ્રશ્ન તીર કદી કરતું નથી; યંત્રની કમાનો પોતાના કાર્યનું અમુક પરિણામ લાવવાનો આગ્રહ કરતી નથી. એ બધું પ્રકૃતિદ્વારા કાર્ય કરી રહેલો વિશ્વહેતુ તથા પ્રકૃતિનાં કાર્યો નક્કી કરે છે. સચેતન કરણરૂપ થયલો માનવ પોતાની પ્રકૃતિમાં કાર્ય કરી રહેલા સ્વધર્મને જેમ જેમ વધારે જાણતો થાય છે તથા તેને વશ વર્તતાં શીખે છે તેમ તેમ તેનું કાર્ય પણ સંપૂર્ણ અને અસ્ખલિત થતું જાય છે. સ્થૂલ દેહમાં કાર્ય કરી રહેલ વિકારી વ્યક્તિત્વની પસંદગીથી તથા સ્થૂલ અને મનોમય કરણના બળવાથી તો કાર્યમાં કેવળ સ્ખલન જ આવે.

★

પ્રભુ—ભગવદ્—ઇચ્છાના પ્રવાહમાં તારી જાતને છૂટથી વહેતી મૂક, અને વંટોળીઆમાં ઘસડાતાં સૂકાં પાંદડાં જેવો થા. તારી જાતને સંપૂર્ણપણે પ્રભુના હાથમાં સોંપી દે; અને યોદ્ધાની તલવાર તથા બાણાવળીના તીર જેવો થઈ રહે. તારું મન યંત્રની કમાન-રૂપ અને તારી શક્તિ એન્જીનમાં આવ-જા કરનાર પિસ્ટન (Piston)—દટ્ટાના જેવી થવા દે. કાચા પતરાને કચરી કૂટી તેને આકારમાં લાવનાર પોલાદના યંત્ર જેવાં તારાં કર્મો થવા દે. અને તારી વાચા? જાણે એરણ ઉપર પડતા હથોડાના ઘાનો અવાજ;

જાણે કારખાનામાં કાર્ય કરી રહેલા એન્જીનનો અવાજ; જાણે દશે દિશામાં પ્રભુનો મહિમા પ્રકટાવતો રણશીંગાનો નાદ. કોઇ પણ પ્રકારે જે કોઇ કાર્ય કરે તે કરણ ભાવે કરજે; અને તારા સ્વભાવ તથા સ્વધર્મને અનુકૂળ તથા તારે માટે નિયત હોય તે કાર્ય કરજે.



સમરાંગણની લીલામાં તલવારને આનંદ મળે છે; તીર તેના વેગ તથા સુસવાટમાં મઝા માણે છે; ચક્કર ચઢે એવી ફૂંદડી આકાશમાં ફરવામાં પૃથ્વી આનંદથી ચકચૂર થઇ જાય છે; તથા સૂર્યનારાયણ દરરોજ તેના ઝળહળતા ઠાઠનો, અને સનાતન ગતિનો, સમ્રાટસમો રાજવી-આનંદ ભોગવે છે. તો પછી, ઓ પ્રભુના સચેતન કરણ! તું પણ તારાં નિયત કાર્યનો આનંદ ભોગવ.

"મને તૈયાર કરો." એવી માગણી તલવાર કરતી નથી; તેમ તૈયાર થયા પછી તેના વાપરનારનો તે વિરોધ કરતી નથી; જ્યારે તેના ટુકડા થાય છે ત્યારે તે શોક પણ કરતી નથી. તૈયાર થવામાં એક પ્રકારનો આનંદ છે, વપરાવામાં પણ અન્ય પ્રકારનો આનંદ છે. વળી ખીંટીએ ટંગાઇ રહેવામાં તથા અન્તે ટુકડા થઇ જવામાં પણ, આનંદ રહેલો છે. તે સમ આનંદ તું શોધી કાઢ.



તને દુ:ખ શા માટે થાય છે? પ્રથમ તો, કરણને તું ભૂલથી કર્તા તથા ઈશ્વર માની બેઠો છે તેથી. વળી તારી પોતાની સ્થિતિ, તારો લાભ, તારો પોતાનો ઉપયોગ વગેરે તું તારી ઇચ્છાના અજ્ઞાનથી દોરાઇને પસંદ કરવા માગે છે તેથી. એટલા માટે તારે લાલ ધગધગતી દુ:ખની ભઠ્ઠીમાં વારે વારે તવાવું પડે છે; તથા

કેટલીએ વાર પુનર્જન્મ લેવો પડે છે. જ્યાં સુધી તું સુધરશે નહિ ત્યાં સુધી લોઢાને પાણી પાવાનો એ ક્રમ ચાલુ રહેશે.

અને આ બધી અપૂર્ણતાઓ શા માટે નડે છે? કારણકે તે સઘળી તારી અપક્વ પ્રકૃતિમાં છે તેથી. જ્યારે તું કરણ થાય છે ત્યારે **પ્ર**કૃતિ કર્તા તરીકે કાર્ય કરે છે. અને **પ્ર**કૃતિ શું કરી રહી છે તે તું જાણે છે? તદ્દન આકારરહિત – અપક્વ – મન, પ્રાણ તથા સ્થૂલ તત્ત્વમાંથી – અન્નમાંથી તે સંપૂર્ણપણે સચેતન પ્રાણી ક્રમે ક્રમે ઉપજાવી રહી છે.

  

## ૨. કર્તાભાવ

હવે, બીજું પગલું ભર: તારી જાતને કર્તા તરીકે જાણ. કર્તા થવું હોય તો તારી પોતાની **પ્ર**કૃતિને ઓળખતાં શીખ; અને તારું પોતાનું આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવું હોય તો તારી પોતાની **પ્ર**કૃતિ તથા વિશ્વ **પ્ર**કૃતિને બરાબર સમજ.



પ્રકૃતિસ્થ તારું સ્વરૂપ કાંઈ તારું ખરું સ્વરૂપ નથી; તારી પ્રકૃતિ કાંઈ પરિમિત નથી. આ મહાન સૂર્ય તથા અનંત સૂર્યમાળાઓ; પૃથ્વી અને તેનાં અનંત પ્રાણીઓ, તું, તારાં અને તું જે જાણે છે તે સઘળું તારી પ્રકૃતિએ ઉત્પન્ન કર્યું છે.



એ તારો મિત્ર છે અને એ જ તારો શત્રુ છે: તારી રક્ષક માતા અને ભક્ષક રાક્ષસી છે: તારી માશુક અને તને દર્દ આપનારી શૂલ છે: તે તારા આત્માની ભગિની છે; તે અપરિચિત પરજન છે: એ તારો આનંદ છે, એ જ તારો શોક છે: એ તારું

 ૨૨૪૫૫

પાપ અને એ જ તારૂં પૂણ્યઃ એ તારૂં બળ, એ જ તારી નિર્બળતાઃ એ તારૂં જ્ઞાન, અને એ જ તારૂં અજ્ઞાન પણ છે.



અને છતાં પ્રકૃતિ એટલે ઉપર જણાવેલી એક પણ વસ્તુ નથી. એ સઘળું તો પ્રકૃતિનું મૂળ સ્વરૂપ પ્રકટ કરવા માટેનો અપૂર્ણ પ્રયત્ન – તેની ઝાંખી છાયા – માત્ર છે. એ સર્વથી પર પ્રકૃતિનું સ્વરૂપ છે તેમાં સ્વયં પ્રકટ આત્મજ્ઞાન, અનંત શક્તિ, અને અસંખ્ય ગુણો આવી રહેલા છે.

પરંતુ, તારામાં પ્રકૃતિની વિશિષ્ટ ક્રિયા ચાલે છે; તારામાં વિશિષ્ટ સ્વભાવ, અને વિશિષ્ટ શક્તિ વ્યક્ત થાય છે. સમુદ્ર પ્રત્યે ગમન કરતી નદીની પેઠે તારી વિશિષ્ટ પ્રકૃતિના પ્રવાહને અનુસરી, અંતે તેના અનંત લક્ષ્યમાં તથા મૂલમાં વિશાળ ભાવે પ્રવેશ કર.



તારૂં શરીર વિશ્વદ્રવ્યની – અજ્ઞતત્ત્વની – ગ્રંથિ રૂપ; તારૂં મન વિરાટ મનમાં ઉત્પન્ન થતો એક વંટોળીઓ; અને તારૂં જીવન, વિરાટ પ્રાણમાં થતો એક ભમરો જાણ. તારી શક્તિ બીજા એકે એક પ્રાણીની પણ શક્તિ છે તે બરાબર સમજ. તારૂં જ્ઞાન મનથી પર આવી રહેલી દિવ્ય જ્યોતિનું ઝાંખું તેજ માત્ર છે. તારાં સર્વે કર્મો તારે માટે તૈયાર કરેલાં છે. એ પ્રમાણે સમજીને પરિમિત વ્યક્તિત્વના બંધનમાંથી મુક્ત થા.



જ્યારે ઉપર કહ્યા પ્રમાણે તું કરી શકશે ત્યારે તારા વાસ્તવિક વ્યક્તિસ્વરૂપનો મુક્ત આનંદ તું અનુભવશે. ત્યાર પછી તારી શક્તિમાં અને તારા યશમાં, તારા સૌંદર્યમાં અને તારા જ્ઞાનમાં

તથા એ સર્વના અસ્વીકારમાં પણ તને આનંદનો અનુભવ થશે. સાચી વ્યક્તિના – જીવાત્માના – એ સર્વ નાટકી વેશ સમજવા. એ બધી તો આત્મશિલ્પીની સ્વમૂર્તિઓ છે.



તને વળી, બંધન કેવાં ? તને મર્યાદા શેની ? આલિંગન કરનાર હસ્તમાં અને જખમ કરનાર તલવારમાં, સૂર્યની પ્રખર જ્યોતિમાં અને પૃથ્વીના સતત નૃત્યમાં, ગરૂડના મહાન ઉડ્ડયનમાં અને નાઇટીંગેલ(બુલબુલ)નાં મૃદુ ગાનમાં, સમગ્ર ભૂતકાળમાં અને સમસ્ત વર્તમાનમાં, સર્વ ભાવી પદાર્થમાં – સર્વત્ર – તારી જાતને જો – તારા આત્માને અનુભવ.



તું અનંત છે અને તેથી સર્વ પ્રકારના આનંદનો તું અધિકારી છે.

કર્તાને બેવડો આનંદ મળી શકે છે. તે પ્રકૃતિનાં કાર્યોનો આનંદ ભોગવે છે, તથા જે આશકને માટે પ્રકૃતિ કાર્યો કરી રહી છે તેના આનંદનો પણ તે ભાગીદાર બને છે. **પ્રકૃતિ પ્રભુની શક્તિ** તરીકે પોતાને જાણે છે. **પ્રભુનું** જ્ઞાન તથા જ્ઞાનનો અભાવ પણ પોતે છે એવું તે જાણે છે. **પ્રભુનું** અદ્વૈત અને આત્મભેદ, તેની અનંતતા અને સાંતતા, બંને પોતે છે એ જ્ઞાન પ્રકૃતિમાં હોય છે. તું પણ એ સર્વરૂપ છે એનો સાક્ષાત્કાર કર. તારા આશકના આનંદનો તું પણ ભાગીદાર થા.



કેટલાક પોતાને કારખાનું સમજે છે, પોતે કરણ છે એમ જાણે છે, પોતે કાચો માલ હોઈ ઘડાય છે એવું જ્ઞાન ધરાવે છે

ખરા; પરંતુ તેઓ કર્તાને ઈશ્વર માની લેવાની ભૂલ કરે છે. એ ભૂલમાં જેઓ હમેશને માટે ડૂબ્યા તેઓ પ્રકૃતિનાં ઉચ્ચ, વિશુદ્ધ અને સંપૂર્ણ કાર્યોનો ભાગ્યે જ અનુભવ કરી શકે.

વ્યક્તિની પ્રકટ મૂર્તિમાં આવિર્ભાવ પામતું કરણ પરિમિત છે–સાંત છે; કર્તાનું મૂળ સ્વરૂપ વિરાટ છે–છતાં તે વ્યક્તિનાં કેન્દ્ર પ્રત્યે વળે છે, પરંતુ એ બન્નેમાંથી એકે ઈશ્વર નથી; કારણ કે વાસ્તવિક વ્યક્તિત્વ એકેમાં કેન્દ્રિત નથી.

  

## ૩. ઈશ્વરભાવ

છેવટે, ઈશ્વર છે તેને પણ તારો પોતાનો **આ**ત્મા જાણ; પરંતુ તારા તે દિવ્ય આત્માને કોઈ પણ વિશિષ્ટરૂપ આપી રખે મર્યાદિત કરતો! તેના ગુણની વ્યાખ્યા કરવા પ્રયત્ન કર નહિ. તારા આત્મામાં તેની જોડે એક થઈ જા; ચૈતન્યમાં તેની જોડે સંબંધ રાખ; તારી શક્તિનો પ્રયોગ કરતાં તેને આધીન રહે. હે કર્મયોગી! તારો આનંદ પણ તેને આધીન હોઈ તેના આલિંગનનું પરિણામ છે એવો અનુભવ કર. તારાં મન, પ્રાણ અને શરીરમાં તેને સાર્થક કર–તેનો હેતુ બર લાવ. ત્યાર પછી તારા અંતરમાં દિવ્ય લોચન ખુલ્લાં થશે, અને તને વિશ્વમાં વ્યાપી રહેલ **એ**કમાત્ર **વ્ય**ક્તિનાં દર્શન થશે. તે વ્યક્તિમાં તારો સમાવેશ થઈ જાય છે પરંતુ તારા કરતાં તે વિશાળ છે; તેમાં અન્ય સર્વેનો પણ સમાવેશ થાય છે છતાં તે પોતે સર્વેથી પર છે. તે તારા કર્મનો **નિ**યન્તા અને **ભો**ક્તા છે. તે કર્તાનો ઈશ્વર અને કરણનો પણ **પ્ર**ભુ છે. તે સમગ્ર બ્રહ્માંડના રાસમાં રસ લ્હાણી કરનાર

ગાંડોતુર પ્રણયી છે; સર્વને પોતાના નૃત્ય કરી રહેલ પગ તળે છુંદી નાંખનાર કાળ પણ તે પોતે છે. અને છતાં, તારા આત્માના શાંત અંતઃપુરમાં મૌન ધારણ કરી તને એકલો– એકાંતમાં – પણ તે મળે છે.



ઈશ્વરનો આનંદ પ્રાપ્ત કર્યા પછી તારે માટે વિશ્વમાં કશું પ્રાપ્તવ્ય રહેતું નથી. કારણકે, પ્રભુ તને તેની પોતાની જાત અર્પણ કરશે, એટલું જ નહિ પરંતુ તે તને સર્વ વસ્તુઓ આપશે; સર્વ પ્રાણીના યોગક્ષેમ કર્મ, આનંદ વગેરેમાં વ્યાપી રહેલો સમ આનંદનો સ્વાદ પણ તે તને ચખાડશે. વળી, બીજાઓ જોડે વહેંચી ન શકાય એવું, સર્વથી જૂદું કાંઈક, ખાસ વિશિષ્ટ, પણ તે તને આપશે.– તેનો ઉપભોગ તું એકલો જ કરી શકશે. ત્યાર પછી, તારા આત્મામાં તું તારી જાતને તથા અન્ય સર્વને પણ જોશે; અને છતાં, તું પોતે "તારી જાત" મટી જઈ, અન્ય સર્વેથી પણ પર એવા ઈશ્વરમાં રહેશે. એ જ કર્મયોગની સિદ્ધિ : એ જ કર્મયોગની પરાકાષ્ઠા.

---

# જીવનનો ઉલ્લાસ

૧. બ્રહ્મ કેવળ વ્યક્તિત્વહીન, વિચારનો ગોળો માત્ર હોય અને આપણા પાર્થિવ જીવનની દીવા જેવી દેખીતી ઘટનાઓનો સનાતન વિરોધ–સનાતન અભાવ–એ જ તેનું સ્વરૂપ હોય તો એવા જીવનનો તો અંત લાવવો જ યોગ્ય ગણાય!



પરંતુ, જીવનમાં પ્રેમ, ચૈતન્યની લીલા અને આનંદ જેવાં ભાવાત્મક તત્ત્વો પણ આપણે ગણત્રીમાં લેવાનાં છે!



૨. "સંખ્યા" એ તો કેવળ માનસિક વિચાર છે; "તત્ત્વ" પણ તેવો સૂક્ષ્મ માનસિક વિચાર છે.



આ વિશ્વ એટલે "સંખ્યા" અને "તત્ત્વ" વચ્ચેનો સંબંધ શોધી કાઢવા માટેની ગણિતશાસ્ત્રની સારણી નથી; વળી તે સારણીનો ઉત્તર અભાવાત્મક "શૂન્ય" નથી.



બ્રહ્માંડ ગણિતશાસ્ત્રની ગણત્રીનું શૂન્યાત્મક પરિણામ નથી તેમ કેવળ પાર્થિવ, જડ બળોનું સમીકરણ પણ નથી.



ત્યારે ? – વિશ્વ તો છે આત્મપ્રણયીનો પ્રણયાનંદ; બાલકનો ખેલ; અનંત સૃજન રચવાની પોતાની શક્તિના આનંદની મસ્તીમાં ચકચૂર થયેલા કવિનું અનંત આત્મસર્જન.



૩. અને વિશ્વના ઉત્પાદક સૃષ્ટાને આપણે વિશ્વનો કાયદો સંખ્યાવડે ઉકેલવાને મથનાર "ગણિતશાસ્ત્રી" કહીએ તો શું ખોટું ?



અથવા, તેને પ્રયોગદ્વારા તત્ત્વોનો પરસ્પર સંબંધ અને બળોની તુલના સિદ્ધ કરવાને મથનાર "તત્ત્વવેત્તા" કહીએ તો પણ શું ખોટું છે ?



તેનાં એ બન્ને નામો ભલે સકારણ હોય, પરંતુ તે ઉપરાંત ભગવાન અનુપમ પ્રણયી – આશક છે; વિશ્વના વિરાટ અને વ્યક્તિના લઘુ છંદ ગાનાર ગવૈયો છે. તે બાળ છે, કવિ છે !



તેનું કેવળ જ્ઞાન-સ્વરૂપ આપણે માટે બસ નથી; તેનું આનંદ સ્વરૂપ પણ આપણે પૂરેપૂરું જાણવું જોઇએ.



શક્તિઓ, વિધવિધ પ્રાણીઓ, સર્વે તત્ત્વો વગેરે જ્યાં સુધી ભગવાનના આનંદથી પૂર્ણ થાય નહિ ત્યાં સુધી પોલાં બીબાં જ સમજવાં.

૪. ઉપર જે જે વસ્તુઓ ગણાવી તે સર્વ "રૂપ" માત્ર છે! પરંતુ એમ જોવા જઇએ તો આખી સૃષ્ટિ રૂપમય નથી શું?



સૂક્ષ્મ મનોમય ભૂમિકામાં રહેલો અમૂર્ત વિચાર આપણને ભગવાનના સત્યનો શુદ્ધ વિચાર આપી શકે છે; તેનું મૂર્ત સ્વરૂપ આપણને ભગવાનની વાસ્તવિકતાનો પરિચય કરાવે છે.



૫. તપસ્-શક્તિને આલિંગન આપીને વિચારે આ સૃષ્ટિ ઉત્પન્ન કરી એમ માની લઇએ તો પણ આનંદે વિચારને જન્મ આપ્યો એ ભૂલવું જોઇએ નહિ.



અનંત પરમાત્માના અંતરમાં આનંદની અસંખ્ય ઊર્મિઓ ઊઠી અને તેથી આ જગત અને અનંત કોટિ બ્રહ્માંડો અસ્તિત્વમાં આવ્યાં.



૬. સત્ તથા આનંદ એ જ જગતના આદિ સ્રષ્ટા છે; જગતની પરાત્પરતા પણ તેઓ જ છે!



સચેતનની મૂર્છાવસ્થા તે જ અચેતનતા, અથવા તો સચેતનને આત્મજ્ઞાનથી ભ્રષ્ટ કરનારી નિદ્રા તે અચેતનતા.



દુઃખ અને આત્મવિનાશ પણ આત્માનંદનાં જ સ્વરૂપો છે. પોતાનું સ્વરૂપ છોડીને બીજે ઠેકાણે અથવા તો બીજે પ્રકારે

"આનંદ" પોતાની શોધ કરવા નીકળી પડે છે તેને આપણે "દુ:ખ" તથા "આત્મવિનાશ" કહીએ છીએ.



૭. આત્માના આનંદને કાલની સીમાઓ હોતી નથી; તે તો અનાદિ અને અનંત છે.

પ્રભુ એક રૂપનો ત્યાગ કરે છે તે ફક્ત બીજામાં પ્રવેશ કરવા માટે જ. અને આખરે જોવા જઈએ તો "ભગવાન" એટલે કોણ?



ભગવાન એટલે, સનાતન ઉદ્યાનમાં અનંત સમયથી ક્રીડા કરતો સનાતન બાલક!



# પુરુષ

૧. પ્રકૃતિ પ્રત્યે વળ્યા વિના ભગવાનને ચાલતું નથી; અને માનવ પ્રભુ પ્રત્યે ઊર્ધ્વ દૃષ્ટિ કર્યા વિના રહી શકશે નહિ. સાંતનો અનંત જોડે એ સનાતન સંબંધ છે. માનવ અને પ્રભુ એક બીજાથી વિમુખ થાય છે તે ભવિષ્યમાં ગાઢ પુનર્મિલન કરવા માટે.



૨. માનવમાં આખી વિશ્વપ્રકૃતિ ફરીથી સચેતન થાય છે, કારણકે તેમ કરવાથી તે પોતાના ભોક્તા, પ્રભુ, પ્રત્યે એક વિરાટ પગલું ભરે છે.



પ્રકૃતિ પ્રભુને પોતાનામાં ધારણ કરી રહી છે, પરંતુ અજાણમાં, બુદ્ધિપૂર્વક નહિ. પ્રાણ અને ઇંદ્રિયરસ પોતાનામાં રહેલા એ ભોક્તાનો નિરાદર કરે છે, પરંતુ નિરાદર કરીને પણ પાછાં ખોળે છે તો તેને જ.



પ્રકૃતિ પ્રભુને જાણતી નથી, કારણકે તે પોતાની જાતને જાણતી નથી. જ્યારે તે પોતાને ઓળખશે ત્યારે જીવનનો અમિશ્ર આનંદ પણ પ્રાપ્ત કરી શકશે.



૩. "અદ્વૈતમાં આત્મપ્રાપ્તિ" – નહિ કે "અદ્વૈતમાં લય"– એ ખરેખરું રહસ્ય છે. પ્રભુ અને માનવ, જગત અને જગતથી પર – જ્યારે પરસ્પર ઓળખતાં થાય છે ત્યારે તેઓ એક બને છે. એ બે વચ્ચે અત્યારે જે ભેદ છે તે અજ્ઞાનનું મૂલ છે; અને અજ્ઞાન દુઃખનું મૂલ છે.



૪. પ્રથમ તો, માનવ પોતાના દિવ્ય સ્વરૂપને માટે આંધળાની પેઠે ફાંફાં મારે છે; અને છતાં પોતે પોતાનું દિવ્ય સ્વરૂપ શોધી રહ્યો છે તેની તેને ખબર સુદ્ધાં હોતી નથી. માનવ પાર્થિવ દ્રવ્યના જડતત્ત્વના ગાઢ અંધકારથી શરૂઆત કરે છે; અને આગળ જતાં જ્યારે તેની દૃષ્ટિ ઉઘડે છે ત્યારે પોતાનામાં વધતી જતી જ્યોતિથી તે અંધ બની જાય છે.



માનવની શોધને પ્રભુ પણ અસ્પષ્ટપણે જ ઉત્તર આપે છે. માતાને માટે શોધ કરતા બાળકના નાના નાના હાથના જેવા માનવનો અંધાપો પ્રભુને ગમે છે; તે તેમાં આનંદ લે છે.



પ્રભુ અને પ્રકૃતિ બંને એક બીજા જોડે રમતાં અને પરસ્પર પ્રેમમાં પડેલ કુમાર અને કુમારિકા જેવાં છે. એક બીજાની ઝાંખી થતાં તેઓ સંતાઇ જાય છે જેથી કરીને પોતાની શોધ થાય, બિલ્લુ પોતાની પાછળ દોડે અને પકડી કાઢે.



માનવ એટલે પ્રકૃતિથી પોતાની જાતને ગુપ્ત રાખનાર પ્રભુ. ગુપ્ત રહીને તે પ્રકૃતિ જોડે યુદ્ધ કરી તેના ઉપર દબાણ કરી,

ઓચિંતો છાપો મારી – તે પ્રકૃતિને કબજે કરી હરાવવા માગે છે.

★

ભગવાન એટલે વિરાટ – વિશ્વમય તથા પરાત્પર માનવ, માનવરૂપી પોતાની વ્યક્તિથી આત્માને ભગવાન ગુપ્ત રાખે છે.

★

પશુ એટલે રૂવાંવાળી ચામડીના પડમાં સંતાઇ રહેલો અને ચાર પગે ચાલતો માનવ.

જંતુ પણ, જમીન ઉપર સળવળતો અને પેટ ઘસીને માનવ પ્રત્યે ગતિ કરતો માનવ જ છે!

★

સ્થૂલ પદાર્થના અનિશ્ચિત અને અસંપૂર્ણ સ્વરૂપમાં પણ સંકીર્ણપણે માનવ રહેલો છે. સર્વ પદાર્થમાં માનવ છે! સર્વમાં પુરુષત્વ છે.

★

માનવ-પુરુષ એટલે શું ?— પોતાનાં જ તત્ત્વોનાં બનેલાં મન અને શરીરમાં રહેનાર અજ અવિનાશી આત્મા.

---

પ્રકૃતિ એટલે આપણા કરણો – મન, પ્રાણ તથા શરીર તથા તેમની પાછળ તેમનાદ્વારા કાર્ય કરી રહેલી વિરાટ શક્તિ.

પ્રકૃતિનાં કરણોનો જે દેહ બનેલો છે તેને યોગની ભાષામાં "આધાર" કહેવાય છે, કારણકે પ્રભુતાનાં આધ્યાત્મિક તત્ત્વો, જ્ઞાન તપસ્-શક્તિ – આનંદ વગેરેને ધારણ કરવા માટે તેનો ઉપયોગ કરવાનો છે.

પ્રભુને કાર્ય કરવા માટે તે "આધાર" રૂપ થઇ પડે છે. પુરુષ એટલે પ્રકૃતિથી સ્વતંત્ર, તટસ્થ અને સાક્ષી અનુમંતા રૂપ ચૈતન્ય. અનુભવવડે પુરુષનો ભેદ કરી પ્રકૃતિ બરાબર જાણી શકાય છે.

# મહા સિદ્ધિ

૧. **પ્રભુ** અને **માનવ** બંનેનું મિલન એટલે **પ્રભુનું માનવમાં** અવતરણ અને **માનવનું પ્રભુતામાં** ઊર્ધ્વગમન,– આરોહણ.



પરંતુ એ પરસ્પર યોગનો અર્થ "વિનાશ યાને લય" થતો નથી. જીવનમાં જે જિજ્ઞાસા, આવેગ, દુઃખ તથા આનંદ વ્યાપી રહેલાં છે તેમનું સાર્થક "આત્મવિનાશ"માં આવી રહેલું નથી.



આત્મવિનાશ તેનો અંતિમ આદર્શ હોત તો બ્રહ્માંડની આ લીલા શરૂ થાત જ નહિ.

વિશ્વનું **આદિકરણ** આનંદ છે. શુદ્ધ **આનંદને** જાણવાથી તને **ભગવાનનું** જ્ઞાન થશે.



૨. "વિશ્વની આદિ શેમાં છે?"– "સતમાં." અસ્તિત્વનો આનંદ લેવા માટે **સત્** પોતે અનંતરૂપ થયું અને અસંખ્ય કોટિ

રૂપો તેણે ધારણ કર્યાં. એ પ્રમાણે કરીને તે પોતાની જાતને અનંતરૂપોમાં પ્રાપ્ત કરે છે.



૩. "અને વિશ્વની મધ્યમાવસ્થા કઈ?" "એકતા પ્રત્યે ગતિ કરી રહેલ ભેદભાવવાળી અવસ્થા તે મધ્યમાવસ્થા."



મધ્યમાવસ્થા એટલે "વિધ વિધ જ્ઞાનજ્યોતિ પ્રાપ્ત કરવા માટે મથી રહેલ અજ્ઞાન; અકલ્પનીય આનંદની મસ્તી પ્રાપ્ત કરવા માટે મથતું દુઃખ."



**ભે**દભાવ, **અ**જ્ઞાન અને દુઃખ એ સર્વ સત્યનાં વિકૃત સ્વરૂપો અને ઉલટાં આંદોલનો છે.

૪. "ત્યારે આ બધી વિશ્વ રચનાનો અંત શો?" ધારો કે મધ પોતે પોતાના માધુર્યનો સ્વાદ લઈ શકે! અને તે પણ, તેનાં સર્વ બિંદુઓ એક સામટાં આસ્વાદ લઈ શકે! તથા તેનાં બિંદુઓ પરસ્પર એક બીજાની મિષ્ટતાનો પણ સ્વાદ ચાખી શકે અને પ્રત્યેક મધુબિંદુ આખાય મધપૂડાનો સ્વાદ લઈ શકે! — તો કેવું?



**ભ**ગવાન, **આ**ત્મા અને વિશ્વનો અંતિમ આદર્શ પણ એવો જ છે!



સમસ્ત બ્રહ્માંડમાં પ્રેમ આદિ સ્વર છે! **આન**ંદરૂપી સંગીત તેમાં સતત ચાલી રહ્યું છે. **શ**ક્તિ તેનો આલાપ છે; **જ્ઞા**ન ગવૈયો

છે; અને અનંત-વિરાટ-ગાન બનાવનાર કલાવિધાયક તથા શ્રોતા બન્ને છે.



અત્યાર સુધીમાં એ બ્રહ્માંડસંગીતના ફક્ત શરૂઆતના, મેળ વગરના, સ્વરો જ આપણે સાંભળ્યા છે. એ સ્વરોમાં ભારે વિસંવાદ પણ છે.

પરંતુ, એ સૂરો અત્યારે જેટલા પરસ્પર વિરોધી છે તેટલા જ પ્રમાણમાં તેમનો મેળ – સંવાદ – પણ મહાન થવાને સરજાયલો છે.



દિવ્ય આનંદની એ મૂર્તિને આપણે જરૂર પ્રાપ્ત કરીશું.



# સાંકળ યાને બંધન

૧. સમગ્ર વિશ્વ મુક્તિને માટે ઝંખી રહ્યું છે, છતાં પ્રત્યેક પ્રાણી પોતાની સાંકળના ઉપર કેવો પ્યાર રાખે છે!



આ છે પહેલા નંબરનો વિરોધાભાસ, અને પ્રકૃતિની અટપટી ગૂંચ. જન્મનાં બંધનને માનવ ચાહે છે, તેટલા જ માટે જન્મના સગા ભાઈ મૃત્યુના બંધનમાં તે જઈ પડે છે! છતાં એ બંધનમાં પડ્યાં પડ્યાં તેને મુક્તિની અભિલાષા તથા આત્મસિદ્ધિના કોડ થાય છે!



માનવ બળને ચાહે છે, તેટલા માટે તે નિર્બળતા – અશક્તિ –ને વશ થાય છે!

કારણકે, સમસ્ત જગત શક્તિનાં મોજાંથી ભરેલો સમુદ્ર છે; એ મોજાંઓ સતત મળતાં અને પરસ્પર અથડાતાં જ હોય છે!



ઊર્મિની ટોચ ઉપર બિરાજવાના જેને કોડ હોય તેણે બીજી સેંકડો ઊર્મિઓનો માર ખાઈ બેભાન થવાને તૈયાર રહેવું જોઈએ.

માનવ ચાહે છે સુખને.— તેટલા જ માટે દુ:ખ તથા શોકની ઝુંસરી પણ તેને સ્વીકારવી પડે છે.

★

નિર્મળ આનંદ તો કેવળ મુક્ત અને અનાસક્ત આત્માના જ નશીબમાં લખેલો છે.

પરંતુ માનવમાં રહેલી જે વસ્તુ સુખની વાંછના કરે છે તે જ ચેષ્ટા કરનારી,– દુ:ખસહન કરનારી – શક્તિ પણ છે.

★

શાંતિને માટે માનવ તલસે છે;– પરંતુ જોડે જોડે અશાંત મન તથા દુ:ખિત હૃદયના અનુભવો પણ તે માગી રહ્યો છે !

ભોગ એ માનવને મન એક જાતનો જ્વર છે; અને શાંતિ તેને નિરસ, પુનરોક્તિભરી એકતાવાળી, જડતા જેવી લાગે છે.

★

સ્થૂલ શરીરનાં બંધનોને માનવ ચાહે છે, પરંતુ સાથે સાથે અનંત મન તથા અમર આત્માની મુક્તિ પણ તે માગી રહ્યો છે.

★

છતાં, માનવમાં કાંઈક એવું છે કે આ બધાયે વિરોધોમાં જે રસ લઈ રહ્યું છે !

★

કેવળ અમૃત રસપાનની વાંછના માનવને આકર્ષી રહી નથી; હળાહળ ઝેરનો સ્વાદ પણ તેને સાથે સાથે આકર્ષે છે !

★

ઉપર જે વિરોધો જણાવ્યા તેમાં પણ કાંઈક અર્થ સમાયલો છે! એ વિરોધોનો પણ ઉકેલ છે! પ્રકૃતિની પ્રત્યેક ઘેલછામાં પણ પદ્ધતિ અને નિયમ હોય છે; તેની અટપટામાં અટપટી ગૂંચનો પણ ઉકેલ હોય છે જ.

★

**મૃત્યુ એટલે જીવન પ્રત્યે પ્રકૃતિનો સતત પ્રશ્ન.**

★

હજી સુધી જીવને "પોતાની જાતને શોધી કાઢી નથી" એ વાત મૃત્યુ તેને વારંવાર યાદ દેવડાવે છે.

★

યમરાજનો ઘેરો માનવજીવનની આસપાસ હોત નહિ તો અપૂર્ણ જીવનનાં બંદીખાનામાં જ પ્રાણી પડી રહેત. પરંતુ જીવનની પાછળ મૃત્યુ લાગેલું હોવાથી માનવમાં સંપૂર્ણ જીવનનો આદર્શ જાગ્રત થાય છે; અને તે આદર્શ જીવન પ્રાપ્ત કરવાના ઉપાયની તે શોધ કરે છે!

★

નિર્બળતા પણ આપણી શક્તિને એ જ પ્રકારનો પ્રશ્ન પૂછે છે. શક્તિ તો જીવનની લીલા છે. શક્તિવડે જીવનની, તથા તેના આવિર્ભાવની કિંમત અંકાય છે.

★

સક્રિય જીવનની પાછળ દોડતા મરણની લીલા એનું જ નામ નિર્બળતા. જીવને પ્રાપ્ત કરેલી **શક્તિની** પરિસીમાઓને તે તોડી પાડે છે.

★

દુઃખ તથા શોકદ્વારા પ્રકૃતિ આત્માને યાદ દેવડાવી રહી છે કે, "જે સુખ તું હમણાં ભોગવી રહ્યો છે તે આધ્યાત્મિક આનંદની સરખામણીમાં કેવળ દરિદ્ર અને નિર્બળ સૂચના માત્ર છે."

★

પ્રત્યેક દુઃખ અને ધૃણાસ્પદ હિંસામાં આનંદની પરિસીમા છુપાઇ રહી છે અને વિશ્વવ્યાપી આનંદજ્યોતિની આગળ આપણાં મહાનમાં મહાન સુખો સૂર્ય આગળ આગિયા જેવાં છે.

★

એ છુપા આનંદ લેવા માટે તો માનવનો આત્મા મહાન યાતનાઓ, દુઃખો અને કમકમાટ ઉપજાવે એવા ક્રૂર અનુભવો લેવાને ઝંપલાવે છે.

★

આપણા સક્રિય આધારમાં અને પ્રકૃતિમાં વ્યક્ત થતી અશાંતિ અને શીઘ્રકલાંતિવડે પ્રકૃતિ આપણને જણાવે છે કે "તારી ખરેખરી પ્રતિષ્ઠા "શાંતિ" ઉપર રહેલી છે; અને ઉશ્કેરણી, અશાંતિ એ તો આત્માનો એક વ્યાધિ છે."

★

નરી શાંતિમાં જે સર્જકશક્તિના અભાવનો તથા નીરસ એકતાનો અનુભવ થાય છે તે ઉપરથી પ્રકૃતિ આપણને જણાવે છે કે "– એ શાંતિના પાયા ઉપર કર્મની લીલા સ્થાપન કરવી એ મારો અંતિમ ઉદ્દેશ છે."—

★

ભગવાન તો અનાદિ કાળથી લીલા કરી રહ્યો છે, છતાં તેને કદાપિ દુઃખ થયું નથી.

પરિમિતતાવાળું શરીર તો એક પ્રકારનું બીબું છે. આત્મા તથા મન તેમાં ઢાળવાનાં છે. આત્મા તેને ભાંગી નાંખે છે તથા ફરી ફરીને વિશાળ મર્યાદાવાળા બીબામાં તેને ઢાળે છે.

★

જ્યાં સુધી સ્થૂલ શરીરની પરિમિતતા અને આત્માની અનંતતા વચ્ચે બરાબર મેળ બેસે નહિ ત્યાં સુધી એ પ્રમાણે ચાલે છે.

"મુક્તિ પામવી" એ તો અસ્તિત્વનો તેની અપરિમેય અવસ્થામાં નિયમ હોય છે: પ્રકૃતિ સમસ્તને દોરી રહેલ ગૂઢ તત્ત્વ "મુક્તિ" છે.

★

"સેવા"— એ પ્રેમના દ્વૈતનો નિયમ છે. વિધવિધ રૂપ ધારણ કરેલા પોતાના જ આત્માની અનંત લીલામાં ઉપયોગી થવા માટે આત્મા સ્વેચ્છાપૂર્વક આત્મસમર્પણ કરે તેનું જ નામ પ્રેમનો મહાનિયમ.

★

પરંતુ એ "મુક્તિ" જ્યારે બંધનમાં રહી કાર્ય કરે છે, તથા સેવા બળજોરીથી — નહિ કે પ્રેમપૂર્વક — કરાવવામાં આવે છે ત્યારે સત્યધર્મનું ઉલ્લંઘન થઈને આત્માના અસ્તિત્વમાં અસત્યનું રાજ્ય પ્રવર્તે છે.

★

ઉપર જે અંધાધુંધી — અને દૂરિત ગતિ — જણાવી તેનાથી પ્રકૃતિ શરૂઆત કરે છે. પ્રકૃતિ અસત્યથી શરૂઆત કરીને અનેક વ્યવસ્થાઓ અને ગોઠવણો કરી જુવે છે; અને છેવટે જ સત્યમાર્ગ ગ્રહણ કરે છે.

★

જ્યારે સર્વ પ્રયત્નોને તે એકત્ર કરે છે ત્યારે સર્વ પ્રકારની નવીનતા, વિવિધતા, એકસરતા વગેરેને પ્રેમ અને મુક્તિ જોડે એકત્ર કરે છે.

★

બંધનહીન-નિર્મુક્ત-અદ્વૈત ભાવ અનુભવવાથી "મુક્તિ" મળે છે, કારણકે આપણું સત્યસ્વરૂપ તે અદ્વૈત છે.

★

આપણે ધારીએ તો એ અદ્વૈતના તત્ત્વને આપણામાં પ્રાપ્ત કરી શકીએ; તથા એ જ અદ્વૈતની લીલાને, સમષ્ટિ જોડે એકતા કરીને, અનુભવી શકીએ.

પ્રકૃતિનો હેતુ આત્માને એ બેવડો અનુભવ આપવાનો છે.

★

આપણા પોતાનામાં અનંત અદ્વૈતનો સાક્ષાત્કાર કરીને પછી આપણી જાતને સમર્પણ કરી દેવી એનું નામ "નરી મુક્તિ" અને "નિરાપદ સામ્રાજ્ય."

★

અનંત થયા એટલે આપણે મૃત્યુથી મુક્ત થયા, કારણકે ત્યાર પછી આપણું પાર્થિવ જીવન આપણા અમર જીવનની લીલા માત્ર થઇ રહે છે.

★

ત્યાર પછી આપણે નિર્બળતાથી પણ મુક્ત થઇએ છીએ, કારણકે અનંત ઊર્મિઓના આઘાત પ્રત્યાઘાતનો આનંદ લેનાર સમગ્ર સમુદ્ર સ્વરૂપ આપણે થઈ રહીએ છીએ !

★

અનંત થયા એટલે શોક તથા દુ:ખથી પણ આપણે મુક્ત થઈશું કારણકે આપણો સ્પર્શ કરનાર સર્વ પદાર્થ જોડે સંવાદ સ્થાપન કરવાની કળા આપણને આવડી જશે; ત્યાર પછી પ્રત્યેક પદાર્થમાં આપણને આનંદની લીલાનો અનુભવ થશે.

★

અનંત થયા એટલે આપણે સર્વ પરિમિતતાઓને વટાવી જઈશું, કારણકે આપણું શરીર તો અનંત મનનું એક રમકડું માત્ર થઈ રહે છે; અને અમર આત્માની શક્તિને તે વશ વર્તે છે.

★

ત્યાર પછી આપણે હૃદય તથા નાડીઓની પરિમિતતાથી મુક્ત થઈએ છીએ. છતાં જડ પદાર્થ પેઠે આપણે ગતિહીન થઈ રહેતા નથી !

★

અમૃતત્ત્વ – અદ્વૈત અને મુક્તિ – એ સર્વ આપણામાં છે ! આપણે શોધીએ તેટલી જ વાર છે !

★

અને તે સર્વે પ્રાપ્ત થયા પછી પણ, આપણા હૃદયમાં સ્થિત પ્રભુ પ્રેમનો આનંદ લેવા માટે અનેક રૂપે રહેશે !

★

## એક જ લક્ષ્ય

૧. જ્યારે બુદ્ધિથી પર થઈશું ત્યારે જ્ઞાન મળશે; એક વાર બુદ્ધિ સહાયક હતી, હવે બુદ્ધિ જ અંતરાય રૂપ છે.

★

૨. જ્યારે *ચેષ્ટાથી પર થઈશું ત્યારે તપસ્-શક્તિ મળશે; પુરુષ પ્રયત્ન સહાયક હતો, હવે પ્રયત્ન જ અંતરાય રૂપ છે.

૩ ભોગેચ્છાથી પર થઈશું ત્યારે આનંદ મળશે; કામના સહાયક હતી, હવે કામના જ અંતરાય રૂપ છે.



૪. વ્યક્તિત્વથી પર થઈશું ત્યારે ખરું વ્યક્તિત્વ મળશે "અહં" આપણા સહાયક હતો, "અહં" હવે વિઘ્નકર્તા છે.



૫. માનવતાથી પર થઈશું ત્યારે "માનવી" બનીશું "પશુ" આપણા સહાયક હતું, હવે તે જ વિઘ્નકર્તા છે.



૧. બુદ્ધિનું વ્યવસ્થિત +સ્મૃતિમાં રૂપાંતર કર. સમગ્ર આત્માને જ્ઞાનજ્યોતિ સ્વરૂપ બનાવ.– એ તારું લક્ષ્ય છે.



૨. પ્રયત્નનું, આત્મબળના સહજ અને સમ્રાટ્ – સમા ઓઘમાં રૂપાંતર કરી નાંખ. સમગ્ર આત્માને તપસ્-શક્તિ તરીકે ઓળખ. — એ તારું લક્ષ્ય છે.



---

*ચેષ્ટા=પ્રયત્ન.
+સ્મૃતિ એટલે સહજ જ્ઞાન, સ્વયંસ્ફુરણાજન્ય જ્ઞાન.

૩. ભોગેચ્છાને અહૈતુક, સમત્વયુક્ત આનંદની પરાકાષ્ઠામાં રૂપાંતર પમાડી દે. આત્માનું આનંદ સ્વરૂપ પ્રાપ્ત કર.— એ તારૂં લક્ષ્ય છે.



૪. તારી નાનકડી વ્યક્તિને વિરાટ્–વ્યક્તિમાં રૂપાંતર પમાડ. આત્માને દિવ્ય બનાવ એ તારૂં લક્ષ્ય છે.



૫. પશુ મટીને પશુનો ચાલક થા – ગૌચારક શ્રીકૃષ્ણ સ્વરૂપ પ્રાપ્ત કર. ગો મટીને – ગોપાળ થા. એ તારૂં લક્ષ્ય છે.



૧. અત્યારે જે અશક્ય લાગે છે તે ભવિષ્યની શક્યતાની સૂચના માત્ર છે.



૨. વર્તમાન અશક્તિ ભાવી શક્તિનું સૂચન છે. અશક્યતાની લાગણી એ જ શક્યતાની શરૂઆત.



આ પાર્થિવ વિશ્વ-રચના પણ એક વિરોધાભાસ હતી, તે એક અશક્યતા હતી, તેટલા જ માટે સનાતન શાશ્વતે તેને પોતાના અંતરમાંથી ઉત્પન્ન કરી.



૩. મહાન અમૂર્ત શક્યતાઓનો સરવાળો એટલે અશક્યતા.



અશક્યતા એટલે આપણી આગળની ભૂમિકાને ઢાંકનાર જવનિકા.



અશક્યતા એટલે આપણે નહિ ખેડેલા પ્રદેશના ઉપર પડેલો પડદો.

★

૪. માનવ પ્રગતિ કરે એવી તારી ઇચ્છા હોય તો જૂનાં કોચરાના સમયના સર્વમાન્ય થઇ બેઠેલા વિચારોને ફટકા માર. વિચારોને એ પ્રમાણે ફટકાવવાથી સુષુપ્તિમાં પડેલી વિચારશક્તિ જાગ્રત થઈ ઊઠે છે, તથા નવીન સર્જન રચે છે.

★

જો એવો ફટકો મારવામાં ન આવે તો માનવનું મન યાંત્રિક પુનરોક્તિના ચક્કરમાં ફર્યા જ કરે છે; અને એ યાંત્રિક ગતિ જ મનનો સત્ય ધર્મ છે એમ ભૂલથી માની બેસે છે!

★

૫. પોતાની ધરીની આસપાસ ફર્યા કરવાની માત્ર એક જ ગતિ કરવાને માનવનો આત્મા સરજાયો નથી; અક્ષર જ્યોતિના ભંડાર રૂપ – સત્યના – સૂર્યની પણ તે પ્રદક્ષિણા કરે છે.

★

૬. પ્રથમ અંતરમાં તારા આત્માનું ભાન જાગ્રત કર, ત્યાર પછી વિચાર કર, અને ત્યાર પછી કર્મમાં પ્રવૃત્ત થા.

★

જીવંત વિચારસૃષ્ટિ જ ભવિષ્યની દુનિયા છે. સર્વ સત્યકર્મો વિચારનું – મૂર્ત સ્વરૂપ છે. “સમસ્ત બ્રહ્માંડ શા માટે અસ્તિત્વ ધરાવે છે?” તે તું જાણે છે? – કારણકે ભગવાનના દિવ્ય ચૈતન્યમાં એક દિવ્ય વિચારની લ્હેર લીલા કરી ગઇ તેટલા માટે.

★

૭. જીવનને માટે વિચાર અપરિહાર્ય નથી. વળી જીવનનું આદિ કારણ કાંઇ માનસિક વિચાર નથી. વિચાર તો જીવનનો આવિર્ભાવ કરવાનું માત્ર એક સાધન છે. મારા વિચારોમાં હું જે જોઈ શકું છું તે સ્વરૂપ હું થઈ શકીશ. "મનના વિચારો મને જે જે કરવાની સૂચના કરે તે સઘળું હું કરી શકું." "વિચારો મને જે દર્શન કરાવે તે સ્વરૂપ હું થઇ શકું" એવી અડગ શ્રદ્ધા પ્રત્યેક માનવમાં હોવી જ જોઇએ. કારણકે માનવના અંતરમાં ભગવાન વસી રહ્યો છે.

★

૮. અત્યાર સુધી માનવે જે કાંઈ પ્રાપ્ત કર્યું છે તેની પુનરાવૃત્તિ કર્યા કરવાનું આપણું કામ નથી. આપણે તો કેવળ નવીન સાક્ષાત્કારો, અને માનવે અત્યાર સુધી સ્વપ્ને પણ નહિ જાણેલી એવી પ્રભુતા પ્રાપ્ત કરવાની છે.

★

કાલ, આત્મા અને સૃષ્ટિ એ ત્રણ આપણાં ક્ષેત્ર છે; આશાસર્જક કલ્પના, ભાવી દર્શન, આપણાં ઉત્સાહકો છે; શક્તિ, વિચારણા અને ખંત આપણાં સર્વસાધક હથિયારો છે.

★ ★ ★

૩

આપણે હજી શું શું પ્રાપ્ત કરવાનું બાકી છે તે તમે જાણો છો ? જુઓ:—

★

૧. પ્રથમ તો પ્રેમ. કારણકે અત્યાર સુધી તો આપણે કેવળ દ્વેષ અને આત્મસંતોષ જ સાધ્યો છે.

★

૨. જ્ઞાન.— કારણકે અત્યાર સુધીમાં આપણે કેવળ સ્ખલન, અવલોકન અને વિચારશક્તિ પ્રાપ્ત કરી છે.



૩. આનંદ.— કારણકે આપણે તો કેવળ સુખ, દુ:ખ તથા ઉદાસીનતા જ પ્રાપ્ત કરી શક્યા છીએ.



૪. શક્તિ.— કારણ, અત્યાર સુધી તો નિર્બળતા, પ્રયત્ન અને પરાજિત વિજય જ આપણે મેળવી શક્યા છીએ.



૫. જીવન – યાને પ્રાણ.— અત્યાર સુધી માનવે કેવળ જન્મ, વૃદ્ધિ તથા મરણ જ જોયાં છે.



૬. અદ્વૈત.— કારણકે અત્યાર સુધીમાં માનવ જાતિને યુદ્ધ કરવાની અને સ્વાર્થ સાધુ મંડળો કરવાની વિદ્યા જ આવડે છે.



એક શબ્દમાં મૂકીએ તો "આપણે હજી ભગવાન પ્રાપ્ત કરવાનો બાકી છે; આપણી જાતને તેના દિવ્યસ્વરૂપની પ્રતિમા બનાવી આત્માની પુનર્ઘટના કરવાનું બાકી છે."

---

